**પહેલી આવૃત્તિની પ્રસ્તાવના:—** આ આર્વાચીન ભાવનાવાળી બાલ-પ્રાર્થનાઓનો નાનકડો સંગ્રહ ખાસ કરીને વિદ્યાર્થીઓ માટે કરવામાં આવ્યો છે. ** મારા બોર્ડિંગહાઉસમાં સવારસાંજ કરાતી પ્રાર્થના ઉપરથી આ સંગ્રહની પ્રેરણા થઈ છે. * * * એનો કુટુંબ-પ્રાર્થના તરીકે પણ ઉપયોગ થાય એવી ભાવના છે * * *

**ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના:—** એક વરસમાંજ આ પુસ્તકની બે આવૃત્તિ ખલાસ થઇ જવાથી આ ત્રીજી આવૃત્તિ બીજી ચાર સુંદર પ્રાર્થનાઓના વધારા સાથે બહાર પાડવામાં આવી છે. છેલ્લી બે ત્રણ પ્રાર્થનાઓ નાનાં બાળકો માટે નથી. આ આવૃત્તિમાં બે મહત્ત્વના સુધારા કરવામાં આવ્યા છે. એક ટાઇપ મોટા વાપરવાનો અને બીજો શબ્દોના અર્થ પાછળ આપ્યા હતા તેને ઠેકાણે દરેક પાનામાં નીચેજ આપવાનો. આથી વાંચનારને સરળતા પડશે એવી આશા છે.

માર્ગશીર્ષ સુદી ૧૫, સંવત ૧૯૭૨.

પાટીદારયુવકમંડળ-ગ્રંથમાળા, મણકો ચોથો.

# બાલ-પ્રાર્થના.




સંગ્રહ કરનાર

કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા.

'ગુરુ નાનક' અને 'મહન્ત' ના લેખક, 'ગુરુ ગોવિંદસિંહ'
અને 'ટુંકી વાર્તાઓ ભા ૩' ના અનુવાદક, તથા
'ગોપકાવ્યો' ના સંગ્રાહક.

ઓન. સુપ્રિન્ટેન્ડન્ટ, પાટીદારવિદ્યાર્થીઆશ્રમ,

મુગલબાગ, સુરત.





આવૃત્તિ ત્રીજી, પ્રત, ૨૦૦૦. કુલ પ્રત, ૪૦૦૦.

ઇ. સ. ૧૯૧૫.




મૂલ્ય એક આનો.

પ્રભુનાં વ્હાલાં બાળકોને
સપ્રેમ સમર્પણ.



---

પ્રસિદ્ધ કરનાર—કુંવરજી વિઠ્ઠલભાઇ મહેતા.
ઠેકાણું-'પટેલબન્ધુ' ઓફિસ, પારસીશેરી, સુરત.
છાપનાર—વિઠ્ઠલદાસ કીકાભાઇ
છાપવાનું ઠેકાણું-ખુબચંદ અમીચંદના ધી સુરત
જૈન પ્રીન્ટીંગ પ્રેસ, ખપાટીઆ ચકલા-સુરત.

# અનુક્રમણિકા.



ॐ

# બાલ-પ્રાર્થના.

## ૧.

यं शैवास्समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्त्तेति नैयायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः
सोऽयं नो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः॥

જેને શિવના ઉપાસકો 'શિવ,' વેદાન્તીઓ 'બ્રહ્મ,' બૌદ્ધો 'બુદ્ધ,' પ્રમાણકુશળ નૈયાયિકો 'કર્ત્તા,' જૈન ધર્મવાળાઓ 'અર્હન્' અને મીમાંસકો 'કર્મ' એવા નામથી ઉપાસે છે, તે ત્રણ લોકનો નાથ શ્રી હરિ અમને વાંછિતફળ આપો.

૨.

## પ્રભાતીઉં.

અખિલ[1] બ્રહ્માંડના નાથને નિત્ય હું,
પ્રેમ-ભક્તિ થકી પાય લાગું;
દુર્મતિ ટાળી સન્મતિ સદા આપશો,
એજ વરદાન ભગવાન માગું.

નિંદ્ય નિષ્ઠુર કીધાં કૃત્ય મેં અતિ ઘણાં,
નાથ કરવાં ક્ષમા હાથ તારે;
દીનવત્સલ[2] દયા-નિધિ[3] નિજ દાસનાં,
વિપતિ[4] ભય સંકટો તું નિવારે.

શરણ છું ચરણ પ્રતિ પ્રણમીં પ્રણિપત[5] કરૂં,
સ્મરણ હૃદયે ધરૂં નિત્ય તારૂં;

---

૧ આખા. ૨. ગરીબપર માયા રાખનાર.
૩. દયાના સાગર. ૪. વિપત્તિ, દુઃખ. ૫. પ્રણામ.

વિનતિ ચિત ધરો પ્રામ પ્રભુ પરહરો,
પ્રેમથી સાંભળો સ્તવન મારૂં.

સત્ય સચ્ચિદ્દઘના[1] સાક્ષી સર્વોત્તમા,
સર્વદા ક્ષેમ કલ્યાણદાતા;

પરમ કરુણા થકી, પ્રાણી માત્રો તણા,
ચિત્તને દ્યો; તમે શાન્તિ શાતા.

અલ્પમતિ છું પ્રભુ સ્તવન તે શું કરૂં,
નમ્ર ભાવે તને નિત્ય વંદું;
નીતિ સન્માર્ગમાં બુદ્ધિ પ્રેરી સદા,
સદ્દમતિ આપશો ન્યાયસિંધુ.

ધન્ય ! તારી અતિ ધન્ય ! તારી કૃતિ,
શુકસનકાદિકો કો ન પામ્યા;

---

૧ ઈશ્વરનું નામ.

ઋષિમુનિ વેદમંત્રે સ્તુતિઓ કરે,
નેતિ[1] અંતે વદીને વિરામ્યા.

પ્રભુ કરો અનુગ્રહો[2] અવગુણો નવ લહો,
ભક્તનો કર ગ્રહો રે કૃપાલા;
ધર્મ ધારણ કીધો નિજ પ્રજા પાળવા,
રાખું વિશ્વાસ હું વિશ્વપાલા.

સૃષ્ટ[3] વસ્તુ થકી ભિન્ન પ્રભુ છો તમો,
શુદ્ધ ચૈતન્ય રૂપે વિરાજો;
જ્ઞાન ઈચ્છા ક્રિયા સબલ શક્તિ થકી,
વિશ્વમાં પૂર્ણ પ્રભુતાથી ગાજો.

---

૧. પરમાત્માનું સ્વરૂપ એવું અગમ્ય છે, કે તે આવું છે એમ કહી શકાતું નથી. તે માટે આવું નથી એમ કહેવું પડે છે. જેમકે તે દૂર નથી, નાનો નથી, મોટો નથી ઈત્યાદિ. ૨. મહેર, કૃપા. ૩ સરજાયલી.

ભવપતિ પ્રભુ તને વિસ્તરી શું કહું,
કૃતિ નથી તું થકી કાંઈ છાની;
વિનય ભાવે તને વિનતિ હું જે કરૂં,
સર્વ લેશો તમે નાથ માની.

દ્વાર તારે પ્રભુ આવી વિનતિ કરૂં,
નવ કદિ ચરણથી વિમુખ કરશો,
પતિતપાવન[1] પ્રભુ પ્રાર્થનાઓ સુણી,
વરદ[2] શુભ હસ્ત મુજ શીર્ષ ધરશો.

યોગ્ય નથી તદપિ[3] પ્રતિપાલન પ્રભુ કરો,
પ્રેમ રાખો સદા દાસ જાણી;
હે કૃપાનાથ ઉપકાર અતિ તાહરો,
માની નિત્યે વદું નમ્ર વાણી.

---

1. પાપીને પવિત્ર કરનાર 2. વરદાન આપનાર
3. તોપણ.

રાખું અભિલાષ[1] અવિનાશ પદ પામવા,
ચોગ્યતા આપવી હાથ તારે;
સર્વ અપરાધ કરશો ક્ષમા દાસના,
સત્ય વિશ્વાસ આધાર મારે.

નમોં નમોં નિત્ય પ્રભુ પ્રાર્થના હું કરૂં,
ચિત્તમાં પ્રેમ લાવી સ્વીકારો;
સિદ્ધિ[2] આપો સદા શુદ્ધ ઉદ્યોગમાં,
વિઘ્ન આપત્તિ સર્વે નિવારો.

દાસના દોષ પર રોષ નવ લાવશો,
ભક્તની સર્વ છે લાજ તુંને;
કામના મન તણી પૂર્ણ કરીને સદા,
શરણ રાખો મહારાજ મુને.

---

૧. ઇચ્છા. ૨. ફતેહ.

નિત્ય સાષ્ટાંગ[1] નમી નાથ તમને કહું,
રાખી સંપૂર્ણ પ્રભુ પ્રેમભક્તિ;
ત્રિવિધપુરુષાર્થ[2] સંપૂર્ણ હું ભોગવી,
પામું તારી પ્રભુ સમિપ મુક્તિ.

ભોળાનાથ સારાભાઈ.

૩.

રાગ, પ્રભાત.

હે પ્રભુ નામ તારૂં જપું પ્રીતથી,
રીત રૂડી સદા એ રખાવો;
ધર્મને ધારી રહું કરણી[3] ઉત્તમ લહું,
આપ આપો મને એજ લ્હાવો—હે.

---

૧. આઠે અંગ સાથે, લાંબા થઇને. ૨. ત્રણ જાતના પુરુષાર્થ. ૩. કામ.

ટાળવા પર પીડા દીન સંભાળવા,
ભાળવા ગ્રંથ જ્ઞાને ભરેલા;
સ્હાય થઇ શ્રીહરિ સાધનો આપજો,
ઇચ્છું અભિલાષ એવા સરેલા—હે.

મન અને વાણીથી કર્મથી પણ વળી,
પ્રાણીનું હિત કરવા જ પ્રેરો;
નાથ કરશો તમે લવ[1] કૃપા નેહથી,
સ્હેલથી સુધરે જન્મ ફેરો—હે.

નિંદ્ય વિચાર ને નિંદ્ય આચારનો;
અંતરે ભાવ સ્વપ્ને ન આવો;
પુનિત[2] એવી મતિ, પુનિત નીતિ વળી,
પ્રભુ સદા મુજ હૃદયે રખાવો—હે.

---

૧. જરા ૨. પવિત્ર

ઉપજી ઉર્મિ[1] જેવી મુજ અંતરે,
વર્ણવી તેવી વિભુ તુજ આગે;
ઉચિત ધારો પ્રભુ તેટલું આપજો,
ભક્ત તો ભાવતું સર્વ માગે—હે.

આપ કરુણા તણાં કિરણ લવ પામતાં,
દીનતા દાસની સ્હેજ જાશે;
લીન થઈ ભક્તિમાં ભાવ ધરી ભાવથી
સેવકરામ સુત ગુણ ગાશે—હે.

છોટાલાલ સેવકરામ.

૪

ઝુલણા.

પ્રેમનિધિ[2] નાથ! તુજ દ્વાર આવી ઉભો,
દીન ભિક્ષાન્ન કાજે પુકારે;

---

૧. મનના તરંગ. ૨. પ્રેમના સાગર

નિધિ ભર્યો જોઈ આશા ભર્યો આવિયો,
પાત્ર ખાલી પિતા હાથ મ્હારે.
અખૂટ ભંડાર છે ભવનિધિ તાહરા,
બિંદુ શું આપતાં શું જણાશે;
હાથ ઓડયો મને નિર્મુખે વાળતાં,
કૃપણતા તાત તારી જણાશે.

સૃષ્ટિનાં પ્રતિ અણુ નાથ! સંભૃત[1] કર્યાં,
શક્તિ વેરી તમે હાથ છૂટે;
રંક આ બાળને પ્રેમકણ સિંચતાં,
તો પછી તાત સંકોચ શું છે?
રિદ્ધિ કે સિદ્ધિ સમૃદ્ધિની વૃત્તિ કૈં,
છે નહિ ક્ષણિક એ સૌ વિકારી;

---

૧ ભરપૂર.

યાચના એ પિતા ચરણ તુજમાં રમું,
રસિક તમ પ્રેમ લહરી વિહારી.

જીવાભાઇ **અમીચંદ પટેલ.**

**૫**

**પ્રભાત.**

આપજો આપજો, સારૂં સઘળું મને,
હે પ્રભુ, આજ આખા દિવસમાં;
બાલ ગણી વ્હાલ મારા ઉપર આણજો,
જેથી હું રહું બધો દિવસ સુખમાં.

આપજો આપજો બુદ્ધિ બહુ આપજો,
રાખજો મારૂં આ શરીર સારૂં;
આપજો આપજો સારી મતિ આપજો,
જેથી હું કામ ન કરૂં નઠારૂં.

આપજો આપજો સદ્‌ગુણો આપજો,
આપજો વળી બહુ શુભ વિચારો;
આપજો આપજો આપની ભક્તિ ને,
આપજો વળી મને સંગ સારો.

આપજો આપજો મીઠી વાણી મને,
રાખજો મારૂં મન ખૂબ રાજી;
સૌનું હું કામ કરૂં એવું બળ આપજો,
સૌની સેવા કરૂં જેથી ઝાઝી.

સૌથી બહુ આપજો આપ પ્રભુની કૃપા,
જેથી મળશે મને જે હું માગું;
માગ્યું નથી સારૂં જે તેહ પણ આપજો,
એટલું બોલી હું પાય લાગું.

શ્રીમદ્ ઉપેન્દ્ર.

૬

વસંતતિલકા.

નિદ્રા મહીં નહિ હતું તનભાન જ્યારે,
જેણે જુઓ પુરણ રક્ષણ કીધું ત્યારે;
તેને પ્રભાત સમયે પ્રથમે સ્મરૂં રે,
કાર્યો બધાં દિવસનાં પછાથી કરૂં રે.

જીવોનું પાલન કરે પ્રીતથી સદા એ,
રે જીવ કાજ રચના જગની જણાયે;
તેજસ્વી સૂર્ય શશી[1] નિત્ય પ્રકાશતા રે,
દે જીવને જીવન શક્તિ વધારતા રે.

ટાળે તિમિર[2] ગગને ભમી દિન રાત,
આરામની નથી તહીં પળ એક વાત;

૧. ચંદ્ર. ૨. અંધકાર.

થાકયો બધા દિવસના શ્રમથીજ પ્રાણી,
રાત્રિ ભલી સુખ દીએ ભર નિંદ આણી.

જો મેઘમંડળ કરે નિયમિત વૃષ્ટિ,
સંતોષ ને હરખ માંહીં ફુલાઈ સૃષ્ટિ;
પૃથ્વી વનસ્પતિ વડે ધન ધાન્ય આપે,
પ્રાણી તણાં કઠિન કષ્ટ અનેક કાપે.

શું આ સૃજયાં પવન પાવક[1] પાણી ઈશે,
પ્રાણી તણું જીવન એ ત્રણ નિત્ય દીસે;
જો ચાકરી મનુષની ત્રણને દીધી છે!
શું સુખ સાધન તણી રચના કીધી છે.

આહા! પ્રભુ! મનુષને મન બુદ્ધિ આપી,
સત્તા વડી સહુ જીવો પર તેની સ્થાપી;

---

૧. અગ્નિ.

એવું રૂડું સદિવ[1] પાલન જે કરે છે,
તેને ભૂલી નહિ ભજે જન પાપી તે છે.

માગું સુબુદ્ધિ પ્રભુજી નીતિ પંથ વાળો,
ભૂલાવતા સરવ સંશય મુજ ટાળો;
છે મુજ ધર્મ ગણી કામ બધાં કરૂં રે,
સદ્‌ભક્તિથી પ્રભુ તણા ચરણે ઠરૂં રે.

**મધુવચરામ.**

૭

ભુજંગી

અહો **નાથ**! ઉભા અમે હાથ જોડી,
કરો રંક સામે કૃપા દૃષ્ટિ થોડી;
સદા તાપ ને પાપથી તો ઉગારો,
અમે માગીએ ઈશ આ પ્રેમ તારો.

---

૧ રાત દિવસ.

ઉગ્યો સૂર્ય તો પૂર્વમાં પૂર તેજે,
ગઇ રાત વીતી જુઓ વાત સ્હેજે;
પ્રભો ! તું વિના કોણ સંભાળનારો?
અમે માર્ગીએ ઈશ ઓ પ્રેમ તારો.

પશુ પક્ષી ને પ્રાણીઓ કામ લાગ્યાં,
પડી એમ ઉદ્યોગમાં સુખ માગ્યાં;
અમારી પ્રભો ! બુદ્ધિ વિદ્યા વધારો,
અમે માર્ગીએ ઈશ ઓ પ્રેમ તારો.

કુડાં દુઃખ કાપી રૂડાં સુખ આપો,
અમારા શિરે નાથજી હાથ થાપો;
સુખે જાય આ આજનો દિન સારો;
અમે માર્ગીએ ઇશ ઓ પ્રેમ તારો.

ખબરદાર.

૮

તોટક.

મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરૂં,
બલ દે, અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિષે, મુજ આત્મ વિષે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.

મુજ રક્ત વિષે, મુજ નાડી વિષે,
મુજ દૃષ્ટિ વિષે, મુજ વાણી વિષે,
મુજ તર્ક વિષે, મુજ કર્મ વિષે,
પ્રભુ! વાસ વસો, મુજ મર્મ વિષે.

શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ! વ્યાપી રહો મુજ અંતરમાં.
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું
બન પ્રેરક[1] ચાલક શાસક[2] તું.

૧ પ્રેરણા કરનાર. ૨. નિયમમાં રાખનાર

ધરીને ઉરમાં રસની પ્રતિમા—
જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા-
સ્મરી આકૃતિ એ નિજ પિંછી ધરે
અનુસારજ ચિત્ર પછી ચિતરે;
જ્યમ ચિત્રક એ મન-મૂર્તિ વડે
બહુ સુન્દર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.
પ્રભુ ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિઓ બધી ત્વન્મય[1] હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રે',
તુજ ઉજ્જવલ રૂપની ઝાંખી દીએ,

રમણભાઈ.

---

૧. તુજમય

૯

દીનનો દયાળ છોડી કોને શરણુ જાઉં-ધ્રુવ.
માત તાત જાણી પ્રભુ, ચરણુ પ્રતિ ધાઉં;
પામીને પ્રસાદ પૂર્ણ, કૃતિ કૃતાર્થ થાઉં-દીનનો•

નીતિ ભક્તિરૂપ પુણ્ય તીર્થમાં હું નાહું;
પરમ ઈષ્ટ[૧] બ્રહ્મની હું સ્તુતિ ગુણ ગાઉં-દીનનો૦

પ્રભુ કૃપાનિધાનની[૨] હું પૂર્ણ કૃપા ચાહું;
સંકટ સમય નાથ પલ્લવ[૩] હું સાહું-દીનનો૦
નમો નમો પરાત્પરા[૪] હું તારે ચરણ આવું;
પ્રેમ પુણ્ય અંજલિ[૫] પ્રભુપદે વધાવું-દીનનો૦

ભોળાનાથ સારાભાઈ.

---

૧. ઇચ્છેલો, વહાલો. ૨. મહેરબાનીના ભંડાર.
૩, પાલવ, વસ્ત્રનો છેડો. ૪. શ્રેષ્ઠ, પરમેશ્વર.
૫. ખોબો.

## ૧૦

### તોટક.

પરમેશ્વર પૂર્ણ કૃપાલ તમે,
નમીએ મળી ભક્ત સમસ્ત અમે;
વિનતિ વિભુ સર્વ ચિતે ધરશો,
પરિતાપ કૃપાથી બધા હરશો.

અતિ અદ્ભુત સુંદર સૃષ્ટિ દીસે,
સ્તુતિ પૂર્ણ તમારી કદી ન થશે;
કરુણા ઉપકાર કરો સઘળે,
નહિ જીવ થકી કદી પાડ વળે.

જગદીશ તમે જગધારક છો,
સહુ પ્રાણી તણા ભયહારક છો;
જનમંડલને સુખકારક છો,
પ્રભુ તારક તારક તારક છો.

પ્રભુ હે! પ્રભુ હે! પ્રભુ હે! પ્રભુ હે!
અપરાધ ક્ષમા કરશો પ્રભુ હે!
પ્રણમી પ્રણમી તમને કહીએ-
પરમાર્થનું સાધન દ્યો અમને.

પ્રભુ દોષ કદાપિ ન લક્ષ ધરો,
કરુણામય દૃષ્ટિ કૃપાથી કરો,
નથી કોઈ, વિના પ્રભુ, બેલી ખરો,
મનના સહુ મંગલ અર્થ પૂરો.

ભવસાગર દુસ્તર[1] નાથ ઘણો,
અમને શુભ આશ્રય આપ તણો;
તરીએ પ્રભુના કરુણા-બલથી,
જીવતારક કોઈ, વિના તું નથી.

---

૧ તરવો કઠણ.

સહુ કિલ્બિષ[1] કલેશ તમે હરશો,
પ્રભુભક્તિ સદા હૃદયે ભરશો;
તવ મંગલ હસ્ત શિરે ધરશો,
અભિષેક કૃપાજલથી કરશો.

જય દેવ દયાનિધિ વિશ્વપતિ,
કરુણા કરી દો અમને સુમતિ;
ઉપકાર અમે પ્રભુના સ્મરીએ,
જનમંગલકાર્ય સદા કરીએ.

પ્રભુ મંગલ મંગલ ભાવ ધરો,
ભય દુઃખ વિપત્તિ સમસ્ત હરો;
કરુણામય દષ્ટિ કૃપાથી કરો,
મનના પ્રભુ સર્વ મનોર્થ પુરો.

---

૧. પાપ

કુસુમાંજલિ[1] પ્રેમની આ સમયે,
કરી અર્પણુ નાથપદે વિનયે;
કહીએ તમને અતિ શુદ્ધ મને,
શુભ પંથ સદા સૂચવો અમને.

શુભકારી તમે પ્રભુ આશિષ દ્યો,
સ્તુતિ પ્રાર્થન માની કૃપા થકી લ્યો;
નિજ દાસ તણો પ્રભુ હાથ ગ્રહો,
પરમેશ સદૈવ પ્રસન્ન રહો.

**ભોળાનાથ સારાભાઈ.**

**૧૧**

પદ—ભૈરવી કે દેશી.

અરજ સુણો અવિનાશી,
અમારી અરજ સુણો અવિનાશી-ટેક.

---

૧. ફૂલનો ખોબો.

આપ દયાળ અમે સૌ બાળક,
એક અમારી આશ—અમારી.
વાંક કરે બાળક તો બહુએ,
થશો ન લેશ ઉદાશ—અમારી.
ભણતર ભણવા ભેળાં થઈએ,
કરશો નહિંજ નિરાશ—અમારી.
શુભ ગુણ લઇએ સહુએ સમજી,
ન રહે લેશ કચાશ—અમારી.
આપ શુભ મતિ સદ્ગુણ સાથે,
સહુમાં થાય સમાસ—અમારી.
નિર્મળ મનમાં નિશદિન રહીએ,
પસરે જેમ સુવાસ—અમારી.
મુખથી એવું માગી લહીએ,
અંતર થાય ઉજાસ—અમારી.

આપ તણો આધાર મળ્યાથી.
હૈયામાં છે હાશ—અમારી.

ન રહે લેશ કુધારો કહી પણ,
સુખનો થાય ન નાશ—અમારી.

‘ કેશવકૃતિ. ’

## ૧૨

ઝિંઝોટી.

પ્રણતપાલ[1] આપ એક શરણ છો અમારૂં;
ધરણીધર[2] ધરતી પર અન્ય હું ન ધારૂં—પ્ર૦

ધન જન તન ધામ ધરા નોબત નગારૂં;
પુત્ર મિત્ર કે કલત્ર[3] સર્વ છે તમારૂં—પ્ર૦

---

૧. શરણે આવેલાનું પાલન કરનાર ૨ પૃથ્વીને ધારનાર. ૩. સ્ત્રી

આ ભવાબ્ધિમાં[1] અનાદિ[2] ઈશ હું ઉતારૂ;[3]
કર્ણધાર[4] આપ એક કેમ હું વિસારૂં ?–પ્ર૦

સંકટ સહુ દૂર જાય થાય સર્વ સારૂં;
ચપલાપતિ[5] ચિત્તમાં ન એ વિના વિચારૂં–પ્ર૦

માનવતનરૂપ કોહિનૂર હું ન હારૂં;
કેશવ હરિ એક એજ છે અભીષ્ટ[6] મારૂં–પ્ર૦

'કેશવકૃતિ.'

## ૧૩

### દીંડી.

નાથ ! શરણુ હું પડયો હવે તમારે,
અન્ય ઓથ નથી ઈશ કોઇ મારે;

---

૧. સંસારરૂપી સાગરમાં. ૨. આરંભ વિનાના. ૩. મુસાફર. ૪. સુકાન પકડનાર, સુકાની. ૫. લક્ષ્મીપતિ, પ્રભુ. ૬. ચાહેલું, ઇચ્છેલું.

બુદ્ધિ આપશો સદૈવ દેવ જેવી,
ક્રિયા સર્વ હું કરી શકીશ તેવીઃ

ધર્મ કર્મની ન વાત લેશ જાણું,
માન મૂર્ખતા વડે મમત્વ તાણું;
પાઠ–પૂજનમાં પ્રીતિ મેં ન કીધી,
કર્મ–દોષ વડે દુષ્ટ વાટ લીધી.

દયાસિંધુ છો ઉદાર ચિત્તવાળા,
જાણતાં છતાં જપી ન નામમાલા;
વધુ શું કહું! થયા કરે બળાપો,
દીનબંધુ કૃપાસિંધુ કષ્ટ કાપોઃ

દુઃખ દૂર થાય એજ ઈષ્ટ માગું,
પ્રેમથી પસારી હાથ પાય લાગું;
પાપ પુણ્યના વિચારને વિસારી,
હાથ કેશવ હરિ ધારજો પધારી.

'કેશવકૃતિ.'

૧૪

પદ ધન્યાશ્રી.

તું મારો આધાર દયાનિધિ,
તું મારો આધાર—ટેક.

અશરણ શરણ નામ શુભ તારૂં
તું કર મારી વા'ર-દયાનિધિ.

જ્યાં જોઉં ત્યાં અપાર લીલા,[1]
અકળ[2] ગતિ આકાર-દયાનિધિ.

રૂપે રંગે કે જર[3] લોભે,
જગત જનોનો પ્યાર-દયાનિધિ.

સકળ વિકળતા[4] ટાળી દઈને,
વિખ વિષયથી વાર-દયાનિધિ.

---

૧. ઈશ્વરના ખેલ, એટલે જગતમાં દેખાતી નાની મોટી વસ્તુઓ. ૨. સમજી શકાય નહિ એવું ૩. પૈસો. ૪. ગભરાટ.

બાનાની પત રાખ પતિ તું,
  પ્રીતે [1]પતિતોદ્ધાર–દયાનિધિ.
અભય અચળ પદ તારૂં સારૂં,
  યાચું વારંવાર–દયાનિધિ.
ન્યાયી છતે પણ ક્ષમા કરીને,
  તારી પાર ઉતાર–દયાનિધિ.
તુજને ગમતાં કામ કરીને,
  કહા'ન લહું વિસ્તાર–દયાનિધિ,
'કહાનકાવ્ય.'

૧૫

આપ છો અનાથ નાથ, દીન હું ભીખારી;
બારણે પુકારૂં પ્રભુ, પ્રાર્થના તમારી–આપ

---

૧ પાપીનો ઉદ્ધાર કરનાર.

વાયુ આ પ્રચંડ વાય, હૃદયનાવ[1] ઝોક ખાય;
નાથ આપ થાવ સ્હાય, લ્યો મને ઉગારી–આપ

આપ માત, તાત, ભ્રાત, સુણી એક દીન વાત;
રાખો બાળ અંક તાત, સંકટો નિવારી–આપ

અંતરે તપે છે તાપ, પીડતાં પ્રભુજી પાપ;
ટાળશો સંતાપ આપ, પ્રાર્થના સ્વીકારી–આપ

પાય નાંખી બેઉ હાથ, યાચું બાલ હું અનાથ;
મસ્તકે કૃપાળુ હાથ, મૂકો સુખકારી–આપ

નર્મદાશંકર બાલાશંકર.

૧૬

ભુજંગી.

અહો દેવના દેવ હે વિશ્વસ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શીષ નામી;

---

૧. હૃદય રૂપી હોડી.

દયાળુ પ્રભુ આપદાથી ઉગારો,
દીનાનાથ તું એક આધાર મારો.

પ્રભુ માત ને તાત છો આપ મારા,
તમે છો સદા સર્વને પાળનારા;
કીધા છે કરોડો તમે ઉપકારો,
દીનાનાથ તું એક આધાર મારો.

હું છું રાંકનો રાંક અજ્ઞાન પ્રાણી,
ન મારી કશી વાત તુંથી અજાણી;
કરો હે દયાળુ ક્ષમા વાંક મારો,
દીનાનાથ તું એક આધાર મારો.

અમે બાળકો બોલીએ હાથ જોડી,
અમારી મતિ હે પ્રભુ છેક થોડી;
દયા લાવીને પ્રાર્થના દીલ ધારો,
દીનાનાથ તું એક આધાર મારો.

અમે ને કુટુંબી જનો જે અમારાં,
રહીએ શરીરે સુખી સર્વ સારાં;
સદા આપજો આપ સારા વિચારો,
દીનાનાથ તું એક આધાર મારો.
નથી મેં કરી આપની કાંઈ ભક્તિ,
નથી આપના ગુણ ગાવાની શક્તિ;
દયા લાવીને દાસ દુઃખો નિવારો,
દીનાનાથ તું એક આધાર મારો.

૧૭

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો-એ રાગ. )

પ્રભુ મારા હૃદયમંદિરે પધારો,
સુનીતિ સુધૈર્ય વધારો. પ્રભુ. ટેક

કરુણા કરો સુમતિ વર માગું,
નિંદ્ય બુદ્ધિને નિવારો;

ક્ષમા કરો અપરાધ વિસારો;
બાંહ્ય ગ્રહી મને તારો. પ્રભુ.

ઉત્પત્તિ જીવની આપ કરો છો,
પાલન લાલન પ્રીતે;
તાડનની[1] પણ શક્તિ તમારી,
શાસ્ત્ર વદે છે સુરીતે. પ્રભુ.

ષડ્રિપુ[2] જગને જે ઠગનારા
જીવને બંધનકારી;
રાખો પરા[3] પ્રભુ મુજ મનથી,
અંતર વિનતિ ઉતારી. પ્રભુ.

દેવ દાનવ તેમ માનવ કોઈ,
ગહન ગતિ નવ જાણે;

---

૧. સજાની ૨. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ દુશ્મનો ૩. દૂર

નિર્મ્યો ભાગ સરવ કો ભજવે,
પાત્ર નાટકનાં પ્રમાણે. પ્રભુ.

સંરક્ષણ ક્ષણ ક્ષણ તું કરે છે,
ઉપકૃતિ[1] ઉરમાં ન માયે;
મહિમા તારો અદ્ભુત મોટો,
ત્રિભુવનમાં તે ગવાયે, પ્રભુ.

સરજનહાર આધાર તમારો,
તારી પાર ઉતારો,
છોટાલાલના સ્વામી સુણજો,
આરતના ઉચ્ચારો. પ્રભુ.

છોટાલાલ સેવકરામ.

---

૧. ઉપકાર.

## ૧૮

દોહરા.

જેની શક્તિથી થયાં, ભૂમિ જળ ગિરિ આકાશ;
જશ જેના બહુ બહુ વળી, વંદું તે અવિનાશ.

ચંદ્ર સૂર્ય ગ્રહની ગતિ રાત્ર દિવસ ઋતુ સાર;
ધાતુ ઝાડ જનાવરો, સૌનો તુંજ આધાર.

તજવીજો સંસારમાં, કીધી શી ભગવંત;
ચતુરાઈ પરમાર્થમાં, ડહાપણુમાં તું અનંત.

તુજ નીતિના રાજમાં, પાળ મને પરમેશ;
સદ્ગુણમાં હર ઘડી રમું, એજ કરવ ઉદ્દેશ.

અપરાધી પાપી ઘણો, કરૂં હું નિર્લજ કામ;
તે સૌથી ઉગાર તું, કરગરી કહું સતનામ.

કવિ નર્મદાશંકર.

## ૧૯

### શાર્દૂલવિક્રીડિત.

**દીનાનાથ** દયાળ તું જગતમાં,
દાતા દુખીઆ તણો;
પ્રાણી માત્ર રહી મહીતળ[1] સહુ,
આભાર માને ઘણો;
**ભાનુ**[2] **ચંદ્ર** વિરાજતા ગગનમાં,
તારા પ્રકાશે અતિ;
ગિરિ, સાગર, ઝાડ, પાન સઘળાં,
માનું હું તારી કૃતિ.

ઝાડી રાન મધે રહે વનચરો,
આચે ખુશીમાં વસે;

---

૧. પૃથ્વીપર. ૨. સુરજ.

લીલા એ સહુ ઈશ્વરી નિરખતાં,
બુદ્ધ જ પાછી ખસે;
પાપી માનવી ક્લેશમાં રઝળતો,
દીસે ઉદાસી ખરે;
આશામાં રહી કાળ તે નિરગમે,
ભામા[1] વૃથા તે કરે.
કોટિ કોટિ લઘુ જીવો પવનમાં,
ન્હાસે રમે સૌ મળી;
આકાશે બહુ શોભતાં ખગચરો,[2]
ઉડે ફરે તે વળી.
વાડી ખેતરમાં ફુલો મઘમઘે,
રૂપે રળિઆમણાં;
ભૂમિ ઘાસ છવાયલી ખુશનુમા,
શોભા તણી ના મણા;

૧. ફાંફાં. ૨. પંખીઓ.

માયા તો અદ્‌ભુત છે હરિ તણી,
થાએ નહિ માપરે;
પીડા કારણ શું હશે જગતમાં,
શોધ્યા તણું પાપરે;
માટે વિનતિ હું કરૂં કરગરી,
પ્રીતે શુણી રાખજે;
પાપો ઘોર કીધાંજ મેં સરવદા,
બાળી સહુ નાખજે.

નંદશંકર.

## ૨૦

### કલ્યાણ.

શ્રી જગત્પતિ પ્રભુ આપ સન્મતિ,
સર્વ બાળકો કરે છે આજ વિનતિ;

કુમતિ કાપીને, તું આપ સન્મતિ,
જેથી આ જગે ન થાય પાપ તો રતિ. શ્રી૦

સર્વ જગતનો કર્તા તું છે, અંતરજામી બાપ;
પૃથ્વી પ્રાણી ઝાડ પર્વતો, અનાજ બીજ અમાપ. શ્રી.

સર્વ બાળકો અરજ કરે છે, કષ્ટ અમારાં કાપ;
વિદ્યાની વૃદ્ધિ કરવામાં, મદદ અમોને આપ. શ્રી.

બે કર જોડી પ્રણામ કરીએ તુજને વારંવાર;
સદ્ય[1] અમારાં વિઘ્ન હરીને, સુજશ આપ નિરધાર. શ્રી.

## ૨૧

### તોટક.

પ્રભુના ચરણે શિર તો ઢળતાં,
અમ અંતર આજ પ્રફુલ્લ થતાં;

---

૧. ઝટ.

સહુ પાપ તણી પ્રભુ માફી દીજે,
સદબુદ્ધિ બહુ અમ અંતર દે.
શુચિ–સ્નેહુ[1] તણા પ્રભુ મંત્ર લીજે,
દીનદાઝ સદા ઉરમાં ઉભરે;

પરહિત મહીં નિત જીવનની,
ઝરણી વહજો દીન બાળતણી,
સદભાવ ધરૂં, શુભ વાણી વદું,
શુભ કામ કરૂં, સતનામ જપું;

બળ, બુદ્ધિ વળી, ધન માલ સહુ,
પરહિત મહીં ખરચું પ્રભુ હું;
તનમાં મનમાં બળસિંચન તું-
કરી દે, અમ અંતર વિકસતું;

---

૧. શુદ્ધ સ્નેહ.

જગતાત શિરે નિજ હાથ ધરો,
પછી બાળકને ભય હોય કશો ?

ભૂમિપુત્ર.

## ૨૨

### ગઝલ.

અમારા બાહુમાં બળ દે,
અહોનિશ દેશહિત કરવા;
અમૂલું બુદ્ધિનું બળ દે,
અનેરાં[1] દેશ હિત કરવા.

અમોને ધૈર્ય ને શાંતિ,
સદા દે દુઃખ સહવાને;
દયા દે ઊંડી હૃદયે તું,
દીનોનાં દુઃખ દહવાને.

---

૧. ઓરજ.

સતત ઉદ્યોગ દે અમને,
જીવનની ઉન્નતિ કરવા;

હુજારો હુન્નરો દેજે,
ગરીબી દુઃખ દૂર કરવા.

મુસલમાનો અને હિંદુ,
બધામાં સંપ તું દેજે;

ઉંડો ઉત્સાહુ ને આશા,
વળી આસ્થા ભરી દેજે.

તજાવી દેહુની પરવા,
સદા દે દેશની પરવા;

ગરીબી યા અમીરીમાં,
સદા જનસેવ તું દેજે.

વળી વિચાર વાણી ને,
સદા દે ઐક્ય[1] આચારે;
સદા દે ઈષ્ટની સિદ્ધિ,
સદા ઉત્સાહ વિચારે.

દયાળુ ઇશને યાચું,
અમોને સદ્ગુણો દેજે;
સદા જનસેવ એ પ્યારૂં,
અમારૂં સૂત્ર તું કરજે.

**મણિલાલ મોતીલાલ.**

## ૨૩

### પદ.

દોષ કોષ[2] દાસના ક્ષમા કરી,
ત્રિવિધ તાપ સર્વ ટાળ શ્રીહરિ હરિ–દોષ કોષ.

---

૧. સંપ. ૨. ભંડાર.

કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરે મદે,
ષડ્ રિપુ અવાસ[1] સદા નાથ મમ હૃદે.
ભક્તિ મન ભરી, કર દયા ખરી,
ત્રિવિધ તાપ સર્વ ટાળ શ્રી હરિ હરિ–દોષ કોષ.

ચાલ.

ઇર્ષ્યા રાગ દ્વેષ પ્રભુ દૂર કીજીએ,
આપી ભક્તિ જ્ઞાન દાન શાંતિ દીજીએ;
નમું ફરી ફરી, ધ્યાન તવ ધરી,
ત્રિવિધ તાપ સર્વ ટાળ શ્રી હરિ હરિ–દોષ કોષ

પ્રાણજીવન.

## ૨૪

(હે પ્રભુ તારી કુદરત ન્યારી–એ લય)

જય જય જગપતિ તમને નમીએ,
પ્રેમે કર જોડી વિનવીએ.

---

૧. રહેઠાણ.

તુંજ અમારો માતપિતા છે,
તુંજ મિત્ર ભાગની[1] ભ્રાતા છે;
તુંજ અમારો સુખદાતા છે,
તુજ શરણે સુખથી સહુ રમીએ.

તેં અમ કાજે સર્વ બનાવ્યું,
અન્ન પવન જલ દાનજ આપ્યું;
અમ જીવન આ તેંજ નિભાવ્યું,
તુજ કરુણારૂપ અમૃત પાયું:

ગર્ભ મહીં અમ રક્ષણ કીધું,
બાળપણું પણ સાચવી લીધું;
હવે અમ જીવન ચલવો સીધું,
અંતે નિજ સ્વરૂપે જઈ શમીએ.

દલપતરામ નાથજી પુરાણી.

---

૧. બ્હેન.

## ૨૫

પદ. (દાસ પરે દયા લાવો રે, એ રાગ)

બાળક હું છું તમારોરે, **પ્રભુ પિતાજી**, બાળક.
હેત અધિક વધારોરે, પ્રભુ પિતાજી, બાળક.

હું તો ના તમને ભજતો, સારૂં તે ન સમજતો,
દુઃખથી પણ મને ન મારો મારોરે; પ્રભુ૦

જીભ પર નથી કાબુ મારો, કરૂં હું ખોટો લવારો,
શિખવાડો બોલ સારો સારોરે; પ્રભુ૦

સારી વાણી બોલાવો, સારાં કામો કરાવો,
પકડીને હાથ મા'રો મા'રોરે; પ્રભુ૦

ઉજાડ છે મારૂં અંતર, કરો ત્યાં સુંદર વાવેતર,
ખીલવો વિદ્યાનો ક્યારો ક્યારોરે; પ્રભુ૦

ઉજળું મારૂં મન કરજો, ઝગઝગતી બુદ્ધિ દેજો,
જેવો આકાશે તારો તારોરે; પ્રભુ૦

પ્રભુ! મને બાળક જાણી, હેત હૈયામાં આણી,
મસ્તક પર હાથ ધારો ધારોરે; પ્રભુ૦

શ્રીમદ્ ઉપેન્દ્ર.

## ૨૬

### વસંતતિલકા.

જૂદા જૂદા ધરમના જગ મધ્ય પંથો,
જૂદા જૂદા ધરમના ગુણવંત ગ્રંથો;
નામો જૂદાં ધરી ભજે જન સર્વ જેને,
તે એક ઈશ્વર સદા નમું નિત્ય તેને.

જેને પ્રસન્ન કરવા જન ધર્મ પાળે,
જેને પ્રસન્ન કરવા દીલ દોષ ટાળે;

સર્વે તણો જન કહે અધિનાથ એને,
તે એક ઈશ્વર સદા નમું નિત્ય તેને.

જેનો ન હોત ડર તો જન દુષ્ટ થાત,
અન્યોન્ય[1] ઘાત ઘડીને અતિ તે પીડાત;
કષ્ટે દયા કરી ન દે સુખ કોઈ કેને,
તે એક ઈશ્વર સદા નમું નિત્ય તેને.

જૂઠું વદે નહિ જીભે જન પાપ જાણી,
લૂટે નહિ ગરીબને અતિ લોભ આણી;
રાખે દિલે ડર રૂઠે પ્રભુજી રખેને,
તે એક ઈશ્વર સદા નમું નિત્ય તેને.

**દલપતરામ.**

---

૧. પરસ્પર.

## ૨૭

### ગઝલ.

વિરાજે વ્યોમમાં[1] ઉંચે, વળી નિઃસીમ પાતાળે;
રહે તું પૂર્વ પશ્ચિમે, દીસે ઉત્તર દક્ષિણે.

વસે નૈર્ઋત્ય વાયવ્યે, અને ઇશાન અગ્નિએ;
દશે દિશા પ્રભુ તારો, ગ્રહે વિસ્તાર નવ ન્યારો.

વિભુ તું વિશ્વવ્યાપી છે, છતાં અંતર સ્થાપિતછે;
રહી અંતસ્થ[2] અંતરમાં,નિરંતર તુજ મંદિરમાં.

નમું તુંને ભજું તુંને, અલૌકિક ભાવથી તુંને;
બીજું હું એટલું માગું, તને જન અંતરે સેવું.

સુતેલાંને જગાડું હું, પડેલાંને ઉઠાડું હું,
બતાવું માર્ગ ભૂલ્યાંને, પ્રીતે દોરૂં હું અંધાંને.

---

૧. આકાશમાં. ૨. અંતરમાં રહેનાર.

ગમે તે વર્ણનાં હોયે, ગમે તે ધર્મ છો પાળે,
ગમે તે જાતિનાં હોયે, સહુ સંતાન તારાં એ.
પિતા સંતાન તારાં તે, સહોદર[1] સર્વ મારાં છે;
પ્રભુ સહુ પર અમી દૃષ્ટિ, કરી કર શાંતિની વૃષ્ટિ.

**વીરબળ. હ. મહેતા.**

૨૮

જયત્રિભુવનત્રાતા[2]સ્વામિઘટવ્યાપક[3]અંતરયામિ
બળવંતા છો બહુનામી, સર્વેશ્વર સદ્ગુણ ધામિ:-
સર,[4] સરિતા,[5] સાગર, ગિરિ, ઝરણાં,
ઝાડ પાન ફળ ફૂલ:
સૂર્ય શશી શોભિત તારક છે.
દિન રજની[6] અનુકૂલ:-

---

૧. બંધુ. ૨. રક્ષણ કરનાર. ૩. શરીરમાં વ્યાપનાર
૪ સરોવર. ૫. નદી. ૬. રાત્રિ.

ઉપકાર અસંખ્યજ, સ્વામિ !
વિસારે જન નિંદ્ય હરામી:–

ગર્ભ વિષે અમ રક્ષણ કીધું,
શિશુત્વ[1] રક્ષો જેમ;

પળ પળ ક્ષણ ક્ષણ જીવન ભર,
અમ રક્ષા કરશો તેમ;

તમ ચરણ શરણ નિત્ય પામી,
સંકટ સહુ રહીએ વામી[2]:–

અણુ અણુમાં વિભુ! વ્યાપ્ત દીસો,
અમ અંતરમાં પણ આપ !
માફ કરો સહુ પાપ અમારાં,
સુખશાન્તિ દ્યો બાપ !

---

૧. બચપણ. ૨. દૂર કરી

જય અજરામર[1] ને અકામી[2],
નમીએ નિત્ય નાથ ! પ્રણામી.

ચુનીલાલ રામચંદ્ર શેલત.

૨૯

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ
સૌનું કરો કલ્યાણ-ટેક

માણુસ પશુ પંખીની સાથે,
જંતુ જીવ તમામ-દયાળુ પ્રભુ.

જગના વાસીઓ સૌ સુખ ભોગવે,
આનંદ આઠે જામ[3]-દયાળુ પ્રભુ.

દુનીઆમાં દર્દ દુકાળ પડે નહિ,
લડે નહિ કોઇ ગામ-દયાળુ પ્રભુ.

---

૧. ઘડપણ અને મરણ વિનાના. ૨. ઈચ્છા વિનાના.
૩. હંમેશાં.

સર્વ જગે સુખકારી વધે ને,
વળી વધે ધન ધાન્ય-દયાળુ પ્રભુ.
કોઈ કોઈનું બૂરું ન ઇચ્છે,
સૌનું ઇચ્છે સૌ સમાન-દયાળુ પ્રભુ.
પોતપોતાના ધર્મ પ્રમાણે,
સર્વ ભજે ભગવાન-દયાળુ પ્રભુ.

### ૩૦

#### શિખરિણી.

પ્રભો અંતર્યામી,[૧] જીવન જીવના દીનશરણા,[૨]
પિતા માતા બંધુ, અનુપમ સખા[૩] હિતકરણા;
પ્રભા[૪] કીર્તિ કાંતિ, ધન વિભવ[૫] સર્વસ્વ જનના,
નમું છું વંદું છું, વિમલમુખ સ્વામી જગતના.

---

૧. અંતરમાં રહેનાર—મનની વાત જાણનાર.
૨. ગરીબને આશ્રય આપનાર. ૩. મિત્ર. ૪. તેજ.
૫. ઐશ્વર્ય-મોટાઇ.

સહુ અદ્ભુતોમાં, તુજ સ્વરૂપ અદ્ભુત નીરખું,
મહાજ્યોતિ જેવું, નયન શશીને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ, પૃથિવી ઉંડું આકાશ ભરતો,
પ્રભો તે સૌથીએ, પર[1] પરમ[2] તું દૂર ઊડતો.

પ્રભો તું આદિ છે, શુચિ[3] પુરુષ પુરાણુ[4] તુંજ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજનપ્રલયે[5] નાથ તુંજ છે;
અમારા ધર્મોનો, અહરનિશ[6] ગોપાલ તુંજ છે,
અપાપી પાપીનું, શિવસદન[7] કલ્યાણ તુંજ છે.

પિતા છે એકાકી,[8] જડ સકળ ને ચેતન તણો,
ગુરુ છે મોટો છે, જનકુલ તણો પૂજ્ય તું ઘણો;
ત્રણે લોકે દેવા, નથી તુજ સમો અન્ય ન થશે,
વિભુરાયા[9] તુંથી, અધિક પછી તો કોણુજ હશે?

---

૧. ભિન્ન–જૂદો. ૨. શ્રેષ્ઠ. ૩. પવિત્ર. ૪. જૂનો. ૫. ઉત્પત્તિ અને નાશ. ૬. રાત દિવસ. ૭. કલ્યાણનું ઠેકાણું. ૮. એકલો. ૯. સર્વવ્યાપી રાજા.

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતો,
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નિત્ય હસતો;
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ નમસ્કારજ હજો.

અસત્યો માંહીથી, પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઈ જા;
મહા મૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઈ જા,
તું હીણો[1] હું છું તો, તુજ દરસનાં[2] દાન દઈ જા.

પિતા પેલો આઘે, જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી, સકળ નદીનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે, મુજ જીવનની સર્વ ઝરણી,[3]
દયાના પુણ્યોના, તુજ પ્રભુ મહાસાગર ભણી.

---

૧. વિનાનો. ૨. દર્શનનાં. ૩. કામ.

થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરૂં,
કૃતિ ઇંદ્રિયોની, મુજ મન વિષે ભાવજ સ્મરૂં,
સ્વભાવે બુદ્ધિથી, શુભઅશુભ જે કાંઈક કરૂં;
ક્ષમા દૃષ્ટે જો જો, તુજ ચરણમાં નાથજી ધરૂં.

**નાનાલાલ.**

## ૩૧

મારાં નયણાંની આળસરે, ન નિરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં ઝાંખી કરી.

શોક મોહના અગ્નિ રે તપે, તેમાં તપ્ત થયાં;
નથી દેવનાં દર્શનરે કીધાં, તેમાં રક્ત[1] રહ્યાં.

પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર[2] ભર્યા;
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં[3] ઉભર્યા.

---

૧. રાચી રહ્યાં. ૨. સંપૂર્ણ. ૩. સર્વત્ર

**નાથ** ગગનના જેવા રે, સદા મને છાઈ રહે;
**નાથ** વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.

જરા ઉઘડે આંખડલી રે, તો સંમુખ તેહ તદા;
બ્રહ્મ બ્રહ્માંડ અળગાં રે, ઘડીયે ન થાય કદા;

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ તેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘુવડ રે, ન ગમ તોયે કંઈ દિનની.

**સ્વામી** સાગર સરિખા રે, નજરમાં ન માય કદી;
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ ! ક્યારે ઉઘાડશે ?
આવાં ઘોર અંધારાં રે ! પ્રભુ ક્યારે ઉતરશે ?

**નાથ** ! એટલી અરજી રે, ઉપાડો જડ પડદા;
નેનાં ! નિ[illegible] ઊંડેરૂં રે, હરિવર દરસે[1] સદા.

---

૧. દર્શનમાં.

આંખ ! આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી,
એક મટકું તો માંડો રે, હ્રદય ભરી નિરખો હરિ.

**નાનાલાલ.**

## ૩૨

### ગઝલ.

**જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;**
**આંસુ મહીંએ આંખથી યાદી ઝરે છે આપની !**
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર;
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની !

તારા ઉપર તારા તણાં ઝુમી રહ્યાં જે ઝુમખાં;
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની !

આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,[1]
આ દમબદમ[2] બોલી રહી ઝીણી સિતારી આપની.

૧. દિવસની હાડમારીમાં અને રાત્રિની શાંતિમાં.
૨. ક્ષણક્ષણ .

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની !

દેખી બુરાઈના ડરૂં હું, શી ફિકર છે પાપની ?
ધોવા બુરાઈને બધે ગંગા વહે છે આપની !

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને.
અહેશાનમાં[1] દિલ ઝુકતું, રહેમત[2] ખડી ત્યાં આપની!

પ્યારૂં તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર;
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઇ આપની !

જૂનું નવું જાણું અને રોઉં હસું તો તે બધું;
જૂની નવી ના કાંઇ તાજી એક યાદી આપની !

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો[3] સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !

કિસ્મત[4] કરાવે ભૂલ તે ભૂલો કરી નાંખું બધી!
છે આખરે તો એકલી ને એક યાદી આપની;

કલાપી.

---

૧. ઉપકારમાં. ૨. મહેર. ૩. ચોપડીઓ. ૪. નસીબ.

## અભિપ્રાયો:—

૧. "મોડર્ન રિવ્યુ"—"As its name inditcates, this little book contains a collection of some very finest songs in Gujarati, meant to be used as matinals or morning prayers, and Vespers or evening prayers."

("એનું નામ દર્શાવે તે પ્રમાણે આ નાનકડા પુસ્તકમાં સવાર અને સાંજની પ્રાર્થના તરીકે વાપરવાના ઉદ્દેશે કેટલાંક ઘણાંજ સુંદર ગીતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.")

શ્રીયુત કૃ. મો. ઝવેરી.

૨. "સત્ય"—"પ્રાર્થનાની આ નાની અમથી રમકડાં જેવી ચોપડીમાં બહુજ સારી રીતે ચૂંટાયેલી પ્રાર્થનાઓ આપવામાં આવેલી છે, ને તે દરેક હિંદુએ સંગ્રહવા લાયક છે."

ॐ सहनाववतु सहनौ भुनक्तु सह वीर्यं ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥
ॐ शांतिः शांतिः ३

" પરમેશ્વર આપણું (વિદ્યા-
રક્ષણ કરો, વિદ્યાના ફળના
આપણું રક્ષણ કરો, આપણને
કરવા સમર્થ કરો, આપણે બે
સામર્થ્યવાન્ થાઓ અને આપણે પરસ્પ-
દ્વેષ ન કરીએ. " કઠોપનિષદ્

सर्वत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखभाग् भवेत् ॥

"સઘળે ઠેકાણે સઘળા સુખી થાઓ
સઘળા કુશળ રહો, સઘળા કલ્યાણ મેળવે
અને કોઈ પણ દુઃખી ન રહો."